Ibi Lepscky

# Albert Einstein

Illustrated by Paolo Cardoni

Translated by Ruth Parte Craig




ઈબી લેપ્સકી

# આલ્બર્ટ આઈન્સ્ટાઈન

ચિત્ર: પાઓલો કેરડોની



About one hundred years ago, there lived a boy named Albert Einstein.
Albert was a strange boy. Always absentminded.
Always messy.
It was a difficult job for him to tie his shoes.

લગભગ સો વર્ષો પહેલા, આલ્બર્ટ આઈન્સ્ટાઈન નામનો એક છોકરો રહેતો હતો. આલ્બર્ટ અજબ છોકરો હતો. એ હંમેશા એની જ દુનિયામાં ખોવાયેલો રહેતો હતો. હંમેશા અવ્યવસ્થિત.
એને માટે એના બૂટની દોરી બાંધવી પણ એક મુશ્કેલ કામ હતું.



But he know how to play the violin very well.
He did not like to play marbles or ball like other boys his age. Instead, he enjoyed looking for hours and hours at the shape of a leaf and playing with wooden blocks like a little child.

પણ એને વાયોલિન વગાડતા બહુ સરસ આવડતું હતું.
એને એની ઉંમરના છોકરાઓની જેમ લખોટી અથવા દડાથી રમવાનું પસંદ ન હતું. તેના બદલે એ કોઈ પાંદડાનો આકાર જોયા કરતો અને નાના બાળકની જેમ લાકડાના બ્લોક્સથી કલાકો સુધી રમ્યા કરતો.



He disliked long sleeves, and as soon as he could, snip went the scissors as he cut his sleeves above the elbow. He was not interested in the boys in his neighborhood, who invited him to play war. He preferred to chase the white chickens scratching in the garden and to try to make friends with them.

એને લાંબી બાંય પસંદ ન હતી. જેવો એને મોકો મળતો, એ કાતરથી એની બાંય કોણીની ઉપર સુધી કાપી નાખતો હતો. એને પાડોશી છોકરાઓમાં કોઈ દિલચસ્પી ન હતી, કારણકે એ હંમેશા "યુદ્ધ" ની રમતો રમ્યા કરતા. એ બગીચામાં જમીન ખોતરતા સફેદ મરઘડાંનો પીછો કરતો હતો અને એની સાથે દોસ્તી કરવાની કોશિશ કરતો હતો.



Albert felt happy only in the company of his little sister, Maja, whom he loved very much and who looked exactly like him. They were as alike as two drops of water.

આલ્બર્ટને ફક્ત એની નાની બહેન માજાની સંગતમાં ખુશી મળતી હતી, માજાને એ બહુ પ્રેમ કરતો હતો અને માજા દેખાવમાં સાવ આલ્બર્ટ જેવી લાગતી  હતી. એ બંને, પાણીના બે ટીપાં જેવા એકસરખા હતા.



"Albert is stupid," said his cousins when they came for a visit and tried to make him join in their games.

"આલ્બર્ટ મૂર્ખ છે," એના પિતરાઈ ભાઈઓએ કહ્યું જયારે એ એના ઘરે આવ્યા. એણે આલ્બર્ટને એની રમતમાં સામેલ કરવાની કોશિશ પણ કરી.



Albert ignored them and, with his sister, watched a colony of ants busy at work. He was a child different from others.

પણ આલ્બર્ટે એની અવગણના કરી અને એની બહેન સાથે કામમાં વ્યસ્ત કીડીઓની એક કોલોનીને નિહારતો રહ્યો.
આલ્બર્ટ, બીજા બાળકોથી સાવ અલગ હતો.



His parents loved him very much, but they were very worried about him.
"Albert is a good boy," said his father one night. "But I would like it if he would study a little more and if he would show some interest in history and geography.“

માતા-પિતા એને બહુ પ્રેમ કરતા હતા, પણ એ એને માટે બહુ ચિંતિત હતા. "આલ્બર્ટ એક સારો છોકરો છે," એક રાતે એના પિતાએ કહ્યું. "પણ જો એ થોડો વધારે અભ્યાસ કરે અને ઇતિહાસ અને ભૂગોળમાં થોડો રસ દેખાડે તો મને સારું લાગશે."




It was true, Albert did not like school. He hated history and geography, and he refused to memorize any lessons. He was interested only in learning arithmetic.

એ સાચું હતું, આલ્બર્ટને સ્કૂમ ગમતી ન હતી. એને ઇતિહાસ અને ભૂગોળ માટે અણગમો હતો, અને એ કોઈ પણ પાઠનું રટણ કરવાની ના પાડતો હતો. એની રૂચિ ફક્ત અંકગણિત શીખવામાં હતી.



"It would be nice if you could leave, Albert," a teacher told him one day. "Your behavior at school, so distracted and absentminded, and your poor interest in all I teach set bad examples for the whole class."

"સારું થશે, આલ્બર્ટ, જો તું સ્કૂલ છોડી દે," એના ટીચરે એક દિવસ એને કહ્યું, "સ્કૂલમાં તારો વ્યવહાર બહુ ખરાબ છે અને તું હંમેશા તારી દુનિયામાં ખોવાયેલો રહે છે, અને જે કંઈ હું શીખવાડું છું એમાં તારી કોઈ રૂચિ હોતી નથી. તું આખી કક્ષા માટે એક ખરાબ ઉદાહરણ છે."



Albert did not even like sports and gymnastics. His classmates gave him the nickname of ''Albert the Incapable."
One day, an older boy dared him by saying, "Look in my eyes if you are brave enough.”

આલ્બર્ટને ખેલ અને કસરત પણ ગમતા ન હતા. એના સાથીઓએ એને "અસમર્થ આલ્બર્ટ" નું ઉપનામ આપ્યું હતું.

એક દિવસ એક એનાથી મોટા છોકરાએ આલ્બર્ટને પડકાર આપતા કહ્યું, "જો તું બહાદુર હોય તો મારી આંખોમાં જો."



Albert did not even realize it was a dare—he was so unaware of things. With his arms hanging at his sides and a faraway look on his face, he seemed lost in another world. And he gently replied, ''Excuse me, but I'm not interested in your eyes."
The older boy was confused and left, grumbling to himself.

આલ્બર્ટને એ વાતની ખબર ન હતી કે એ છોકરો એને પડકાર આપી રહ્યો છે - કારણકે આલ્બર્ટ સાવ ભોળો હતો. એના લટકતા હાથ અને ગુમસુમ નજરને લીધે એ કોઈ બીજી દુનિયામાં ખોવાયેલો હોય એવું લાગતું હતું. એણે નરમાશથી પેલા છોકરાને કહ્યું, "મને માફ કર, પણ મને તારી આંખોમાં કોઈ રસ નથી."

મોટો છોકરો મૂંઝાઈને બબડતો ત્યાંથી જતો રહ્યો.



That night, watching Albert outside, his father spoke to his mother. "I don't understand how a child could spend so many hours looking at the sky."

એ રાતે જયારે આલ્બર્ટ બહાર હતો ત્યારે એના પિતાએ એની માઁ ને કહ્યું, "મને સમજાતું નથી કે કોઈ છોકરો આટલા કલાક આકાશને કેવી રીતે ઘૂરી શકે છે."



His mother smiled and said, "He is trying to see God, He imagines that God is hidden among the clouds, comfortably stretched out in an armchair of granite."
''Oh," sighed his father. "Who will ever be able to understand what Albert has in his mind?'‘

માઁ એ સ્મિત કરતા કહ્યું, "કદાચ એ ભગવાનને જોવાની કોશિશ કરી રહ્યો છે. એની કલ્પનાનો ઈશ્વર વાદળામાં સંતાયેલો છે, અને એ એક ગ્રેનાઈટની ખુરશીમાં બેસીને આરામ કરી રહ્યો છે."
"ઓહ," પિતાએ એક લાંબો નિસાસો નાખતા કહ્યું, "કોઈ ક્યારેય સમજી શકશે કે આલ્બર્ટના મગજમાં શું ચાલી રહ્યું છે?"



Albert's mother felt a special love and tenderness for Albert. She painted his picture on a little cup, and for the occasion, he was unusually well-groomed. The little cup was always displayed on the family's fireplace.

માઁ ને આલ્બર્ટ માટે એક વિશેષ પ્રેમ અને કોમળતાની લાગણી હતી. એણે એક નાના કપ પર એનું ચિત્ર બનાવ્યું, અને એ અવસર માટે આલ્બર્ટ ખૂબ સુઘડ રીતે તૈયાર થયો હતો. એ નાનો કપ હંમેશા પરિવારના તાપણાંની ઉપર રાખવામાં આવતો હતો.



Albert's mother loved music very much, and in the evenings, she and Albert would improvise little concerts for the rest of the family. She would be at the piano and Albert at the violin.

આલ્બર્ટની માઁ ને સંગીત બહુ પ્રિય હતું. ઘણીવાર સાંજના, માઁ અને આલ્બર્ટ પરિવાર ના બીજા સદસ્યો માટે સંગીત કાર્યક્રમ આયોજિત કરતા હતા. ત્યારે માઁ પિયાનો વગાડતી અને આલ્બર્ટ વાયોલિન વગાડતો હતો.



One day, when Albert had a fever and had to stay in bed for a few days, his father gave him a compass.
"Albert, you can pretend to be the captain of a ship," said his father, "and control the route with the compass."

એક દિવસ આલ્બર્ટને તાવ આવ્યો અને એને થોડા દિવસો માટે પથારીમાં જ સૂઈ રહેવું પડયું. એના પિતાએ એને એક કમ્પાસ આપ્યો. "આલ્બર્ટ, તું હવે એક વહાણના કપ્તાન હોવાનું નાટક કરી શકે છે," પિતાએ એને કહ્યું, "અને કમ્પાસની મદદથી તારો રસ્તો શોધી શકે છે."



But Albert was not interested in the game his father suggested.
He wanted to know right away why the compass needle was pointing to the big N and what were magnetic fields all about and where were the poles of the earth. He asked question after question.
It seemed they would never end.
Finally his father, exhausted, said curtly, "Because that's the way it is. That's all."

પણ આલ્બર્ટને પિતાએ સૂચવેલી રમતમાં કોઈ અભિરુચિ ન હતી. આલ્બર્ટ બસ એ જાણવા ચાહતો હતો કે કમ્પાસની સોય હંમેશા "ઉત્તર" તરફ જ કેમ ઈશારો કરતી હતી. ચુમ્બકીય ક્ષેત્ર શું હતું અને પૃથ્વીના ધ્રુવ ક્યાં હતા? એણે સવાલ પર સવાલ કર્યા. એવું લાગતું હતું કે એના સવાલ ક્યારેય પૂરા નહીં થાય. અંતમાં એના પિતાએ થાકીને સંક્ષેપમાં કહ્યું, "કારણકે પ્રકૃતિમાં એવું જ હોય છે. બસ."





Later, Albert's father, thinking back about the boy's questions, was amazed that they were such thoughtful questions, so precise and sharp. Suddenly, he realized the truth about Albert. It was a truth that filled him with anguish, pride, and tenderness.

પાછળથી જયારે પિતાએ આલ્બર્ટના સવાલોનો ગંભીરતાથી વિચાર કર્યો, તો એને બહુ નવાઈ લાગી. આલ્બર્ટના પ્રશ્નો બહુ વિચારશીલ અને સુસ્પષ્ટ હતા. અચાનક એને આલ્બર્ટ વિષે એક વાસ્તવિક વાત સમજાણી. એ વાસ્તવિકતા સમજ્યા પછી એનું હૃદય વેદના, અભિમાન અને કોમળતાથી ભરાઈ ગયું.

Albert was indeed a child different from all others. His gaze, which everyone thought to be absentminded, really reflected a very busy mind, a mind that was exploring places where nobody else could follow. It was the mind of a genius.

આલ્બર્ટ વાસ્તવમાં બીજા બધા બાળકોથી અલગ હતો. એની મીટ, જે દરેકને ખોવાયેલી લાગતી હતી, એ વાસ્તવમાં એક બહુ વ્યસ્ત મનનું પ્રતિબિંબ હતી - એવું મન જે એવા સ્થાનોની શોધ કરી રહ્યું હતું જ્યાં પહેલા કોઈ ગયું ન હતું. તે એક પ્રતિભાશાળી વ્યક્તિનું મન હતું.



Albert's father was not mistaken.
When Albert grew up, his interest in every process of nature and science never stopped. He became a great scientist and developed new theories in physics that radically changed people's ideas about the universe. He discovered scientific truths never known before.
His mind made some of the greatest contributions in the history of human thought.

આલ્બર્ટના પિતાને સમજાયેલું જરાય ખોટું ન હતું.

જયારે આલ્બર્ટ મોટા થયા, તો પ્રકૃતિ અને વિજ્ઞાનની દરેક પ્રક્રિયામાં એણે રુચિ બતાવી. એ એક મહાન વૈજ્ઞાનિક બન્યા. એણે ભૌતિકશાસ્ત્રમાં નવા સિદ્ધાંતો રચ્યા જેણે બ્રહ્માંડ વિષે લોકોના વિચારો ધરમૂળથી બદલ્યા. એણે એવા વૈજ્ઞાનિક સત્ય શોધ્યા જે પહેલા કોઈની જાણમાં ન હતા.

માનવજાતિની વિચારપ્રક્રિયામાં એના મગજના વિચારોનું યોગદાન અમૂલ્ય છે.

સમાપ્ત